# બિખરે મોતી

(૧)

## કુર્આનની એક દુઆ

જેના દરેક જુમ્લાના જવાબમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : “ મેં કબૂલ કર્યા. સારું મેં આપ્યું. ”

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

رَبَّنَا لَا تُؤَاخِذۡنَاۤ اِنۡ نَّسِیۡنَاۤ اَوۡ اَخۡطَاۡنَا ۚ رَبَّنَا وَلَا تَحۡمِلۡ عَلَیۡنَاۤ اِصۡرًا كَمَا حَمَلۡتَهٗ عَلَى الَّذِیۡنَ مِنۡ قَبۡلِنَا ۚ رَبَّنَا وَلَا تُحَمِّلۡنَا مَا لَا طَاقَةَ لَنَا بِهٖ ۚ وَاعۡفُ عَنَّا ۟ وقفة وَاغۡفِرۡ لَنَا ۟ وقفة وَارۡحَمۡنَا ۟ وقفة اَنۡتَ مَوۡلٰىنَا فَانۡصُرۡنَا عَلَى الۡقَوۡمِ الۡكٰفِرِیۡنَ ﴿۲۸۶﴾

(البقرة ٢:٢٨٦)

અર્થ : (૧) હે અમારા રબ ! અમારી પકડ ન ફરમાવ, અગર અમે ભૂલી જઈએ અથવા ચૂકી જઈએ. (૨) હે અમારા રબ ! અને અમારા ઉપર કોઈ સખ્ત હુકમ ન મોકલ, જેવી રીતે અમારાથી પહેલાંના લોકો પર આપે મોકલ્યા હતા. (૩) હે અમારા રબ ! અને અમારા ઉપર કોઈ એવો ભાર ન નાંખ, જેની (ઉઠાવવાની) અમારામાં તાકાત ન હોય. (૪) અને દરગુજર ફરમાવ અમારાથી. (૫) અને અમને બખ્શી દે. (૬) અને રહમ ફરમાવ અમારા ઉપર. (૭) અને આપ અમારા કામ બનાવનાર છો, જેથી અમારી મદદ ફરમાવ (અને ગાલિબ ફરમાવ અમને) કાફિર લોકો પર.

**ફઝીલત :**

હઝરત અબૂ બરઝહ અસ્લમી (રદિ.) બયાન કરે છે કે હું રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે રહ્યો છું. આપની આસાની ફરમાવવાને ખૂબ નિહાળી ચુક્યો છું. આગલી ઉમ્મતોમાં ઘણી જ સખ્તીઓ હતી. આ ઉમ્મત પર તે હુકમો આસાન કરવામાં આવ્યા છે. એટલા જ માટે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે અલ્લાહ તઆલા મારી ઉમ્મતના દિલના ખ્યાલો અને ઈરાદાઓ પર પકડ નથી કરતા, ત્યાં સુધી કે તે ઝબાનથી બોલી ન નાંખે અથવા અમલ ન કરી લે. ફરમાવ્યું કે મારી ઉમ્મતથી ખતા અને નિસ્યાન માફ કરી દેવામાં આવ્યાં છે. ભૂલચૂકથી અગર કંઈ કર્યું હશે અથવા મજબૂરીની હાલતમાં કર્યું હશે તો એને માફ કરવાને પાત્ર સમજવામાં આવ્યું છે, એટલા જ માટે અલ્લાહ તઆલાએ આ (ઉપરોક્ત) દુઆ માંગવાની હિદાયત ફરમાવી છે.

સહીહ મુસ્લિમથી સાબિત છે કે ઝરીઓ ખુદાથી માંગવામાં આવે છે, તો દરેક સવાલ પર અલ્લાહ તઆલા ફરમાવે છે " સારું મેં આપ્યું, મેં કબૂલ કર્યું." (તફસીરે ઈબ્ને કષીર, ૨ : ૨૩૧)

(૨)

## ઈઝઝત અપાવનાર કુર્આને કરીમની એક ખાસ આયત

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَقُلِ الْحَمْدُ لِلّٰهِ الَّذِىْ لَمْ يَتَّخِذْ وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهٗ شَرِيْكٌ فِى الْمُلْكِ وَلَمْ يَكُنْ لَّهٗ وَلِىٌّ مِّنَ الذُّلِّ وَكَبِّرْهُ تَكْبِيْرًا ﴿١١١﴾

(بنی اسرائیل ١٧:١١١)

અર્થ : અને ફરમાવી દો કે સૌ ખૂબીઓ (ખાસ) અલ્લાહના જ માટે છે, જે અવલાદ રાખતો નથી અને જેનો બાદશાહીમાં કોઈ ભાગીદાર નથી અને તે એવો નથી કે નબળાઈના કારણે તેનો કોઈ મદદગાર હોય અને આપ અલ્લાહને મોટો ગણી તેની ખૂબ મોટાઈ (બડાઈ) બયાન કર્યા કરો. (બયાનુલ કુર્આન)

ફઝીલત :

ઈમામ અહમદ (રહ.)એ "મુસ્નદ"માં અને "તબરાની" એ ઉમદા સનદની સાથે હઝરત મુઆઝ જુહની (રદિ.) ની રિવાયતથી બયાન કર્યું છે કે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા કે આ આયત 'આયતે ઈઝઝત' છે.

(તફસીરે મઝહરી, જિ. ૭ : પેજ– ૬૬)

(૩)

## અઝીમ નૂર હાસિલ કરવાનો નબવી નુસખો

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

فَمَنْ كَانَ يَرْجُوْا لِقَآءَ رَبِّهٖ فَلْيَعْمَلْ عَمَلًا صَالِحًا وَّلَا يُشْرِكْ بِعِبَادَةِ رَبِّهٖٓ اَحَدًا ﴿۱۱۰﴾ (سورة الكهف ۱۸:۱۱۰)

અર્થ : માટે જે કોઈ પોતાના પરવરદિગારની મુલાકાતની આશા (માન્યતા) રાખતા હોય તો તેણે સત્કાર્યો કરતાં રહેવું જોઈએ અને પોતાના પરવરદિગારની બંદગીમાં બીજા કોઈને શરીક કરે નહિ.

(સૂરએ કહફ, આયત : ૧૧૦)

ફઝીલત :

હાફિઝ અબૂ બક્ર બઝ્ઝાર (રહ.)એ પોતાની કિતાબમાં આ રિવાયત ઝિક્ર કરેલી છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ રાતના સમયે આ આયત પઢશે,

તો અલ્લાહ તઆલા એને એટલું મોટું નૂર અતા ફરમાવશે જે અદનથી મક્કા સુધી (ની સફર કરવા બરાબર) હશે.

(ઇબ્ને કષીર, ૩ : ૨૮૬)

(૪)

## જન્નતુલ ફિરદૌસના વારિસ બનવા માટે મુજર્રબ અમલ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قَدْ اَفْلَحَ الْمُؤْمِنُوْنَ ﴿۱﴾ الَّذِيْنَ هُمْ فِيْ صَلَاتِهِمْ خٰشِعُوْنَ ﴿۲﴾ وَالَّذِيْنَ هُمْ عَنِ اللَّغْوِ مُعْرِضُوْنَ ﴿۳﴾ وَالَّذِيْنَ هُمْ لِلزَّكٰوةِ فٰعِلُوْنَ ﴿۴﴾ وَالَّذِيْنَ هُمْ لِفُرُوْجِهِمْ حٰفِظُوْنَ ﴿۵﴾ اِلَّا عَلٰٓى اَزْوَاجِهِمْ اَوْ مَا مَلَكَتْ اَيْمَانُهُمْ فَاِنَّهُمْ غَيْرُ مَلُوْمِيْنَ ﴿۶﴾ فَمَنِ ابْتَغٰى وَرَآءَ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْعٰدُوْنَ ﴿۷﴾ وَالَّذِيْنَ هُمْ لِاَمٰنٰتِهِمْ وَعَهْدِهِمْ رٰعُوْنَ ﴿۸﴾ وَالَّذِيْنَ هُمْ عَلٰى صَلَوٰتِهِمْ يُحَافِظُوْنَ ﴿۹﴾ اُولٰٓئِكَ هُمُ الْوٰرِثُوْنَ ﴿۱۰﴾ الَّذِيْنَ يَرِثُوْنَ الْفِرْدَوْسَ ؕ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿۱۱﴾

(المؤمنون ۲۳: ۱-۱۱)

અર્થ :

(૧) અલબત્ત તે ઈમાનવાળા (અઝાબ થી) નજાત પામ્યા,

(૨) જેઓ પોતાની નમાઝમાં ડરનાર છે. (ખુશૂઅ અને ખુઝૂઅની સાથે નમાઝ પઢે છે.)

(૩) અને જેઓ નકામી બાબતથી અળગા રહેનારા છે.

(૪) અને જેઓ ઝકાત આપતા રહે છે.

(૫) અને જેઓ પોતાના ગુપ્તાંગો (શર્મગાહો)ની હરામ કૃત્યોથી સંભાળ રાખે છે.

(૬) પરંતુ પોતાની પત્નીઓથી અથવા પોતાની લોંડીઓથી, કેમ કે (એમાં) તેમના ઉપર કોઈ પકડ નથી.

(૭) પછી જે કોઈ એના સિવાય (હરામ)ની શોધ કરે તો તેઓજ હદથી વધી જનાર છે.

(૮) અને જેઓ પોતાની (પાસેની) અમાનતોને અને પોતાના કરારોને જાળવી રાખે છે.

(૯) અને જેઓ પોતાની (ફર્ઝ) નમાઝોની કાળજી રાખે છે.

(૧૦) એવા જ લોકો વારિસ થનારા છે.

(૧૧) જેઓ (શીતળ છાયાના બગીચાઓ) ફિરદૌસના વારિસ થશે (અને) તેઓ તેમાં જ સદા રહેશે.

(સૂરએ મુઅમિનૂન, આયત : ૧-૧૧)

## જન્નતનો મો'મિનીન (ઈમાનવાળાઓ)ના નામે સંદેશ

આ ઘણો જ અહમ પૈગામ છે, જે માણસ એના ઉપર અમલ કરશે તે જન્નતુલ ફિરદૌસનો વારિસ થશે.

બયાન કરવામાં આવ્યું છે કે જ્યારે અલ્લાહ તઆલાએ જન્નતુલ અદન પેદા કરી અને તેમાં ઝાડ વગેરે પોતાના હાથોથી

લગાવ્યાં તો એને જોઈને ફરમાવ્યું : કંઈક બોલ ! તો તેણે ઉપરોક્ત આયતો તિલાવત કરી જે કુર્આનમાં નાઝિલ થઈ. (ઇબ્ને કષીર)

**ફઝીલત :**

રાત્રે સૂતી વખતે ઉપરોક્ત આયતો જરૂર પઢે, કેમકે આ આયતો ઈઝઝતની હિફાઝત કરે છે, બેનમાઝીઓને નમાઝની રગબત અપાવે છે, બેહૂદા અને ખરાબ વાતોથી રોકે છે અને જન્નતુલ ફિરદૌસના વારિસ બનાવે છે.

## મુફલિહીનની છ (૬) સિફતો અને આદતો

ઉપરોક્ત આયતોમાં મો'મિનીન મુફલિહીનની છ (૬) સિફતો બયાન કરવામાં આવી છે:

(૧) ખુશૂઅ અને ખુઝૂઅ સાથે નમાઝ પઢવું, એટલે કે બદન અને દિલથી અલ્લાહ તરફ ઝુકવું, (૨) બાતિલ, લગ્વ અને નકામી વાતોથી અળગા રહેવું, (૩) ઝકાત એટલે માલી હક્કો અદા કરવા, (૪) અથવા પોતાના બદન, નફસ અને માલને પાક રાખવાં, (૫) અમાનત અને અહદ–પૈમાન, એટલે કે કૌલ અને કરારની હિફાઝત કરવી, જેમ કે મુઆમલાત (આપસી વહેવાર)ને દુરુસ્ત રાખવાં, (૬) અને છેલ્લે ફરી નમાઝોની પૂરેપૂરી રીતે હિફાઝત કરવું કે પોતાના વખત પર આદાબ અને શર્તોની રિઆયત સાથે અદા થાય. એનાથી ખબર પડે છે કે નમાઝનું અલ્લાહ તઆલાને ત્યાં શું સ્થાન છે ? અને કેટલી અહમ વસ્તુ છે કે એનાંથી શરૂ કરી એના ઉપર જ ખત્મ કર્યું.

(ફવાઇદે ઉસ્માની)

આ જન્નતનો મુઅમિનના નામે પૈગામ છે, જે ખુશનસીબ આ પૈગામને કબૂલ કરશે અને (ઉપરોક્ત) છ (૬) સિફતો અને આદતોને અપનાવશે, તો ઈન્શા અલ્લાહુલ અઝીઝ તે જન્નતુલ ફિરદૌસનો જરૂર વારિસ થશે.

(૫)

## દુઆની કબૂલિયત

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

قُلِ اللّٰهُمَّ فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ عٰلِمَ الْغَیْبِ وَالشَّهَادَةِ اَنْتَ تَحْكُمُ بَیْنَ عِبَادِكَ فِیْ مَا كَانُوْا فِیْهِ یَخْتَلِفُوْنَ ۝٤٦

(الزمر ٣٩:٤٦)

અર્થ : આપ ફરમાવી દો કે હે અલ્લાહ ! આકાશો અને પૃથ્વીના સર્જનહાર, ગુપ્ત અને જાહેરના જાણનાર ! તું જ (કિયામતમાં) તારા બંદાઓ વચ્ચે તે (દીન) બાબતનો ફેંસલો કરજે, જેમાં તેઓ મતભેદ કરતા હતા. (સૂરએ ઝુમર, આયત : ૪૬)

**ફઝીલત :**

હઝરત સઈદ બિન જુબૈર (રહ.) ફરમાવે છે કે મને કુર્આને કરીમની એક એવી આયતની ખબર છે કે તેને પઢીને માણસ જે દુઆ કરે છે તે કબૂલ થાય છે. પછી આ (ઉપરોક્ત) આયત તિલાવત કરી. (કુર્તુબી, મઆરિફુલ કુર્આન, જિ, ૭, પેજ : ૫૬૬)

હઝરત રબીઅ બિન ખુશૈમથી કોઈએ હઝરત હુસૈન (રદિ.)ની શહાદત વિશે સવાલ કર્યો તો તેમણે એક આહ ભરી અને આ (ઉપરોક્ત) આયતની તિલાવત કરી અને ફરમાવ્યું કે સહાબ-એ-કિરામ (રદિ.)ના આપસી ઈખ્તિલાફ વિશે જ્યારે તમારા દિલમાં કોઈ ખટક (ઠેસ, રંજ-ગમ) પેદા થાય તો આ (ઉપરોક્ત) આયાત પઢી લો. ''રૂહુલ મઆની''માં એને નકલ કરીને ફરમાવ્યું છે કે અઝીમુશશાન અદબની તાલીમ છે, જેને હંમેશાં યાદ રાખવું જોઈએ. (મઆરિફુલ કુર્આન, જિ, ૭, પેજ: ૫૬૬)

(૬)

## દુનિયા અને આખિરતની નેઅમતોને હાસિલ કરવાનો શાનદાર નુસખો

مَثَلُ الْجَنَّةِ الَّتِيْ وُعِدَ الْمُتَّقُوْنَ ؕ فِيْهَآ اَنْهٰرٌ مِّنْ مَّآءٍ غَيْرِ
اٰسِنٍ ۚ وَاَنْهٰرٌ مِّنْ لَّبَنٍ لَّمْ يَتَغَيَّرْ طَعْمُهٗ ۚ وَاَنْهٰرٌ مِّنْ خَمْرٍ
لَّذَّةٍ لِّلشّٰرِبِيْنَ ۚ۬ وَاَنْهٰرٌ مِّنْ عَسَلٍ مُّصَفًّى ؕ وَلَهُمْ فِيْهَا
مِنْ كُلِّ الثَّمَرٰتِ وَمَغْفِرَةٌ مِّنْ رَّبِّهِمْ ؕ ﴿۱۵﴾ (محمد ۴۷:۱۵)

**ફઝીલત :**

અગર કોઈ માણસ ઈચ્છે કે દુનિયામાં પણ તેને દરેક નેઅમતોથી નવાઝવામાં આવે અને આખિરતમાં પણ અલ્લાહ તઆલા એને કોઈ નેઅમતોથી મહરૂમ ન કરે, તો તે માણસ આ (ઉપરોક્ત)આયતને સવાર-સાંજ ત્રણ(૩)વખત પઢે, ઈન્શાઅલ્લાહ તે માણસ દીન અને દુનિયાની નેઅમતોથી માલામાલ રહેશે.

(બિખરે મોતી, ભા-૨, પે, ૧૮૦)

(૭)

## અલ્લાહના રસ્તામાં કુર્આન પઢવાની એક ખાસ ફઝીલત

**ફઝીલત :**

“મુસ્નદે અહમદ”માં છે કે જે માણસે અલ્લાહ તઆલાના રસ્તામાં એક હજાર (૧૦૦૦) આયતો પઢી, તો તેને ઈન્શાઅલ્લાહુ

તઆલા કિયામતના દિવસે નબીઓ, સિદ્દીકો, શહીદો અને સાલિહીનો સાથે લખવામાં આવશે.

(તફસીરે ઇબ્ને કષીર, જિ : ૧, પેજ : ૫૯૭)

જો આપણે અલ્લાહ તઆલાના રસ્તામાં એક ચિલ્લામાં સૂરએ યાસીનની દરરોજ તિલાવત કરીશું તો ઇન્શા અલ્લાહ આ ફઝીલત આપણને પણ પ્રાપ્ત થઇ જશે.

નોટ : એક ચિલ્લા = ચાલીસ દિવસો

(૮)

## વુઝૂ વખતની ખાસ દુઆ

سُبْحَانَكَ اللّٰهُمَّ وَ بِحَمْدِكَ اَسْتَغْفِرُكَ وَاَتُوْبُ اِلَيْكَ ط

**ફઝીલત :**

હદીષ શરીફમાં ફરમાવવામાં આવ્યું છે કે જે કોઇ વુઝૂ કરતી વખતે ઉપરની દુઆ પઢશે, તો તેના માટે મગફિરતનો એક પરચો લખીને અને પછી તેના પર મોહર લગાવી મૂકી આપવામાં આવે છે. કિયામતના દિવસ સુધી એની મોહર તોડવામાં આવશે નહિ અને તે મગફિરતનો હુકમ બરકરાર રહેશે. (હિસ્ને હસીન : પે, ૮૩)

(૯)

## જે વ્યક્તિથી અલ્લાહ તઆલા મુહબ્બત કરે છે તેને આ દુઆ પઢવાની તવફીક આપે છે

اَللّٰهُمَّ اِنِّىْ ضَعِيْفٌ فَقَوِّ فِىْ رِضَاكَ ضُعْفِىْ وَخُذْ اِلَى الْخَيْرِ بِنَاصِيَتِىْ وَاجْعَلِ الْاِسْلَامَ مُنْتَهٰى رِضَائِىْ. اَللّٰهُمَّ اِنِّىْ

ضَعِيۡفٌ فَقَوِّنِیۡ وَ اِنِّیۡ ذَلِيۡلٌ فَاَعِزَّنِیۡ وَاِنِّیۡ فَقِيۡرٌ فَاَغۡنِنِیۡ
يَا اَرۡحَمَ الرَّاحِمِيۡنَ ط

**ફઝીલત :**

હઝરત બુરય્દહ અસ્લમી (રદિ.)ને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે હે બુરય્દહ ! જેની સાથે અલ્લાહ તઆલા ભલાઈનો ઈરાદો ફરમાવે છે, તો તેને આ (ઉપરોક્ત) કલિમાત શિખવાડી દે છે. આગળ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જેને અલ્લાહ તઆલા આ (ઉપરોક્ત) કલિમાત શિખવાડે છે, પછી તે મરતા દમ સુધી ભૂલતો નથી.

(ઈહયાઉલ ઉલૂમ : જિ,૧, પેજ : ૨૭૭)

(૧૦)

## ગમગીનના કાનમાં અઝાન આપવું

જો કોઈ માણસ રંજ અને ગમમાં મુબ્તલા હોય, તો તેના કાનમાં અઝાન દેવાથી તેનો રંજ અને ગમ દૂર થઈ જાય છે. હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂ ફરમાવે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મને ગમગીન જોઈને ફરમાવ્યું : ઈબ્ને અબી તાલિબ ! હું તમને ગમગીન જોઉં છું ? મેં કહ્યું : જી હા ! આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

" તમે પોતાના ઘરવાળાઓમાંથી કોઈને કહો કે તે તમારા કાનમાં અઝાન કહે, કેમ કે એ ગમનો ઈલાજ છે."

હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે મેં આ અમલ કર્યો તો મારો ગમ દૂર થઈ ગયો, એ જ રીતે આ હદીષના બધા રાવીઓએ આ અમલને અજમાવી જોયો તો બધાએ એને મુજર્રબ પામ્યો.

(કન્ઝુલ ઉમ્માલ. જિ. ૨, પેજ : ૬૫૮)

(૧૧)

## ખરાબ મોતથી બચવાનો એક નબવી નુસખો

હઝરત ઉસ્માન (રહ.) ફરમાવે છે કે હઝરત હારિષહ બિન નુઅમાન (રદિ.)ની બીનાઈ (આંખની રોશની) ચાલી ગઈ. તેમણે પોતાની નમાઝની જગ્યાથી લઈ પોતાના કમરાના દરવાજા સુધી એક દોરી બાંધી હતી. જ્યારે કોઈ મિસ્કીન દરવાજા પર આવતો હતો તો પોતાની ટોપલીમાંથી કંઈક લેતા અને દોરી પકડીને દરવાજા સુધી જતા અને પોતાના હાથથી તે મિસ્કીનને આપતા હતા. ઘરવાળાઓ એમને કહેતા : આપની જગ્યાએ અમે જઈને મિસ્કીનને આપી દઈએ. તેઓ ફરમાવતા : મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા છે કે મિસ્કીનને પોતાના હાથથી આપવું ખરાબ મૌતથી બચાવે છે.

(હયાતુસ્સહાબા જિ. ૨, પેજ : ૨૩૪)

(૧૨)

## ઝોહરની ચાર રકા'ત સુન્નત તહજ્જુદના બરાબર છે

હઝરત અબ્દુર્રહમાન બિન અબ્દુલ્લાહ (રહ.) ફરમાવે છે કે હું હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)ની ખિદમતમાં હાજર થયો. તેઓ ઝોહરથી પહેલાં નમાઝ પઢી રહ્યા હતા. મેં પૂછયું : આ કઈ નમાઝ છે ? હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું : આ નમાઝ તહજ્જુદની નમાઝના બરાબર છે.

હઝરત અસ્વદ, હઝરત મુર્રહ અને હઝરત મસરૂક (રહ.) કહે છે કે હઝરત અબ્દુલ્લાહ (રદિ.)એ ફરમાવ્યું : દિવસની નમાઝોમાં

ફક્ત ઝોહરની નમાઝથી પહેલાં ચાર રકા'તો રાતની તહજ્જુદની બરાબર છે અને દિવસની બધી નમાઝો પર આ ચાર રકા'તોને એવી ફઝીલત પ્રાપ્ત છે, જેવી બા–જમાઅત નમાઝને એકલા નમાઝ પઢનાર પર. (હયાતુસ્સહાબા ૩ : ૧૬૪)

(૧૩)

## રિયાકારીવાળા અમલો ફેંકી દેવામાં આવે છે

હઝરત અનસ (રદિ.) બયાન ફરમાવે છે કે હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

કિયામતના દિવસે માણસના મોહર લગાવેલા સહીફાઓ અલ્લાહની સામે રજૂ કરવામાં આવશે. અલ્લાહ તઆલા ફરમાવશે આને ફેંકી દો, તેને કબૂલ કરો. આને કબૂલ કરો, તેને ફેંકી દો. તે વખતે ફરિશ્તાઓ અરજ કરશે કે હે ખુદાવંદે કુદૂસ ! જ્યાં સુધી અમને ખબર છે, અમે તો એના નેક અમલને જ જાણીએ છીએ. જવાબ મળશે : જેને હું ફેંકાવી રહ્યો છૂં તે એવા અમલો છે, જેમાં ફક્ત મારી જ રઝામંદી મતલૂબ ન હતી ; પરંતુ તેમાં રિયાકારી હતી. આજે હું ફક્ત તે જ અમલો કબૂલ કરીશ, જે ફક્ત મારા માટે કરવામાં આવ્યા હશે. (બઝ્ઝાર, ઇબ્ને કષીર ૩ : ૨૮૨)

(૧૪)

## સલફે સાલિહીનની પોતાના દોસ્તોને ત્રણ નસીહતો

(૧) જે માણસ આખિરતના કામોમાં લાગી જાય છે, તો અલ્લાહ તઆલા એના દુનિયાના કામોની જવાબદારી ઉપાડી લે છે.

(૨) જે માણસ પોતાના અંદરૂનને સહીહ કરી લે છે અલ્લાહ તઆલા તેના જાહિરને સહીહ કરી આપે છે.

(૩) જે અલ્લાહથી પોતાનો મામલો (વહેવાર) સહીહ કરી લે છે અલ્લાહ તઆલા એના અને મખ્લૂકના આપસના મામલાત (વહેવારો) સહીહ કરી આપે છે.

(મઆરિફુલ કુર્આન : ૪/૬૭૯)

(૧૫)

**ઈમાન અને ઈસ્લામની અલ્લાહને ત્યાં કદર છે, દર દસ વર્ષે મો'મિને કામિલનો ભાવ અને કીમત વધે છે અને મો'મિનનો દરજ્જો અલ્લાહને ત્યાં વધતો રહે છે.**

મુસ્નદે અહમદ અને મુસ્નદે અબૂ યઅ્લામાં હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે બાળક જ્યાં સુધી બાલિગ ન થાય ત્યાં સુધી એના નેક આ'માલ એના વાલિદ અથવા વાલિદહના હિસાબમાં લખવામાં આવે છે અને જો કોઈ ખરાબ અમલ કરે તો ન તો એના હિસાબમાં લખવામાં આવે છે અને ન એના વાલિદૈનના હિસાબમાં.

પછી જ્યારે તે બાલિગ થઈ જાય છે તો હિસાબની પેન એના માટે શરૂ થઈ જાય છે અને બે ફરિશ્તાઓ જે એની સાથે રહેનાર હોય છે તેમને હુકમ આપવામાં આવે છે કે એની હિફાઝત કરે અને એને તાકાત પહોંચાડે. જ્યારે તે ઈસ્લામની હાલતમાં ચાલીસ વર્ષની ઉંમરે પહોંચી જાય છે, તો અલ્લાહ તઆલા એને (ત્રણ જાતની બીમારીઓથી) મહફૂઝ કરી લે છે : પાગલપણું, જુઝામ (રક્તપિત્ત) અને બર્સ (કોઢ)થી.

જ્યારે પચાસ વર્ષની ઉંમરે પહોંચે છે તો અલ્લાહ તઆલા એનો હિસાબ આસાન કરી દે છે. જ્યારે સાંઠ વર્ષની ઉંમરે પહોંચે છે

તો અલ્લાહ તઆલા એને પોતાની તરફ રુજૂઅ્‌ની તવફીક આપે છે. જ્યારે સિત્તેર વર્ષની ઉંમરે પહોંચે છે તો બધા આસમાનવાળાઓ એનાથી મુહબ્બત કરવા લાગે છે અને જ્યારે એંસી વર્ષની ઉંમરે પહોંચે છે તો અલ્લાહ તઆલા એની હસનાત (નેકીઓ) લખે છે અને સય્યિઆત (બુરાઈઓ) માફ ફરમાવી દે છે.

પછી જ્યારે નેવું વર્ષની ઉંમર થઈ જાય છે તો અલ્લાહ તઆલા એના બધા આગલા–પાછલા ગુનાહ માફ કરી આપે છે અને એને પોતાના ઘરવાળાઓ વિશે શફાઅત કરવાનો હક આપી દે છે અને એની શફાઅતને કબૂલ ફરમાવે છે અને એનું લકબ અમીનુલ્લાહ અને અસીરુલ્લાહ ફિલ અર્દિ (એટલે કે અલ્લાહનો ભરોસાપાત્ર અને જમીનમાં અલ્લાહનો કેદી) થઈ જાય છે.

કેમ કે આ ઉંમરે પહોંચીને લગભગ માણસની તાકાત ખતમ થઈ જાય છે, કોઈ વસ્તુમાં રસ ન રહે છે, કેદીની રીતે ઉંમર વિતાવે છે અને જ્યારે ઉંમરના છેલ્લા તબક્કે પહોંચી જાય છે તો એના તે દરેક નેક અમલો બરાબર લખવામાં આવે છે, જે તંદુરસ્તી અને કુવ્વતના જમાનામાં કરતો હતો અને જો એનાથી કોઈ ગુનાહ થઈ જાય છે તો તે લખવામાં નથી આવતો.

(તફસીરે ઈબ્ને કષીર જિ. ૩ : ૪૦૯, ૪૧૦. મઆરિફુલ કુર્આન જિ. ૧ : ૨૩૦)

(૧૬)

## બીમારીની શિકાયત ન કરવાનો સવાબ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : “ અલ્લાહ તઆલા ફરમાવે છે કે, જ્યારે પોતાના મુઅમિન બંદાને બીમારીમાં સપડાવું છું અને તે પોતાની ઈયાદત કરનારાઓ સમક્ષ મારી શિકાયત કરતો નથી, તો હું તેને પોતાની કેદ (બીમારી)માંથી નજાત આપી દઉં છું

અને પછી હું તેના ગોશ્તને તેનાથી ઉમદા ગોશ્તથી અને તેના ખૂનને તેનાથી ઉમદા ખૂનથી બદલી દઉં છું, જેથી તે નવેસરથી અમલ કરે.''
(મુસ્તદરકે હાકિમ : ૧૨૯૦)

**વિવરણ :**

જો કોઈ માણસ બીમાર પડી જાય, તો તેણે સબર કરવી જોઈએ-ધીરજ ધરવી જોઈએ, કોઈને કશી શિકાયત કરવી જોઈએ નહિ. આવી ધીરજ ધરવા બદલ અલ્લાહ તઆલા તેને ઈનામોથી નવાઝે છે.

(૧૭)

## ત્રણ વસ્તુઓ

### નજાત અપાવનારી ત્રણ વસ્તુઓ :

(૧) ગરીબી અને માલદારીમાં મધ્યમ માર્ગ.
(૨) ઝાહિર અને બાતિનમાં અલ્લાહથી ડરવું.
(૩) ગુસ્સા અને રઝામંદી બન્ને હાલતોમાં સમાનતા.

### હલાક કરનારી ત્રણ વસ્તુઓ :

(૧) અત્યંત કંજૂસાઈ.
(૨) નફસાની ખ્વાહિશાત-મનેચ્છાઓની પેરવી.
(૩) ખુદ પસંદી અને ઉજ્બ (અહંકાર, આત્મ–પ્રશંસા)

### દરજાતને ઉચ્ચ કરનારી ત્રણ વસ્તુઓ :

(૧) ઈસ્લામનો પ્રચાર–પ્રસાર.
(૨) એક–બીજાને ખાણું ખવડાવવું.
(૩) રાતોમાં ઈબાદત કરવી.

(બયાને મુસ્તફા સ.અ.વ.)

(૧૮)

## સફની ખાલી જગ્યાઓને પરિપૂર્ણ કરવાની-અવકાશને ભરવાની ફઝીલત

હઝરત આઈશહ સિદ્દીકહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

"જે માણસ સફના દરમિયાન ખાલી રહેવા પામતી જગ્યાને પૂર કરે છે-ભરી દે છે, તો અલ્લાહ તઆલા તેના આ અમલના બદલે જન્નતમાં એક દરજ્જો બુલંદ ફરમાવી દે છે અને તેના માટે જન્નતમાં એક મહેલ બનાવી દે છે." (અત્તરગીબ વત્તરહીબ : ૬૭૮)

(૧૯)

## સૂરએ દુખાન પઢવાની ફઝીલત

હઝરત અબૂ રાફિઅ્ (રદિ.)થી રિવાયત છે કે, જે માણસ જુમ્અહની રાત્રે (જુમે'રાતના સૂરજ ડૂબવા પછી) સૂરએ દુખાનની તિલાવત કરે છે, તો તે એવી હાલત અને એવી પરિસ્થિતિમાં સવાર કરે છે કે, તેની મગફિરત થઈ ચૂકી હોય છે અને હૂરે ઈન (જન્નતની સૌંદર્યવાન અને નમણી-નાજુક સ્ત્રી) સાથે એની શાદી (નિયુક્ત) કરી દેવામાં આવે છે.

(કન્ઝુલ ઉમ્માલ : ૧/૫૯૨, હદીષ ક્રમાંક : ૨૬૯૭, જુમ્અહ : એક મુબારક દિન : ૨૯)

નોટ : સૂરએ દુખાન પચ્ચીસમા પારહમાં છે.

(૨૦)

## સલાતો–સલામ

اَلتَّحِيَّاتُ الْمُبَارَكَاتُ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ ط

(મુસ્લિમ શરીફ)

● ● ●

(૨૧)

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

(૨૨)

# ઈમાનનામું

[૧]

## ઈમાનના ફર્ઝ :

ઈમાનના બે ફર્ઝ છે : (૧) કલિમ-એ-તય્યિબહ ઝબાનથી પઢવું. (૨) એના અર્થને દિલથી સાચો જાણવો.

[૨]

## કલિમહના ફર્ઝ :

કલિમહના ત્રણ ફર્ઝ છે : (૧) ઉંમરમાં એકવાર પઢવો, (૨) સહીહ પઢવો, (૩) કોઈ પઢવાનું કહે તો જલદી પઢવો.

[૩]

## ઈમાનની સિફતો :

ઈમાનની સાત સિફતો છે : (૧) અલ્લાહ પર ઈમાન લાવવું, (૨) ફરિશ્તાઓ પર ઈમાન લાવવું, (૩) આસમાની કિતાબો પર ઈમાન લાવવું, (૪) પયગમ્બરો પર ઈમાન લાવવું, (૫) કિયામત પર ઈમાન લાવવું, (૬) તકદીર પર ઈમાન લાવવું, (૭) મૃત્યુ બાદ સજીવન થવા પર ઈમાન લાવવું.

[૪]

## ઈમાનની શરતો :

ઈમાનની સાત શરતો છે : (૧) ઈખ્તિયારે–સ્વેચ્છાએ ઈમાન લાવવું, (૨) ગૈબ પર ઈમાન લાવવું, (૩) ગૈબની ખબર અલ્લાહ જ જાણે છે, એમ કહીને ઈમાન લાવવું, (૪) હલાલને હલાલ જાણવું, (૫) હરામને હરામ જાણવું, (૬) અલ્લાહના ક્રોધ–કોપથી ડરતા રહેવું, (૭) અલ્લાહની રહમતના ઉમ્મીદવાર રહેવું.

[૫]

## ઈમાનની સલામતીની શરતો :

ઈમાન સલામત રહેવાની શરતો ચાર છે : (૧) ઈમાન પામવાથી ખુશ રહેવું, (૨) ઈમાન છીનવાઈ જવાથી ડરતા રહેવું, (૩) ઈમાનથી મહરૂમ કરનાર ચીજોથી દૂર રહેવું, (૪) મુસલમાનો પર મહેરબાન રહેવું.

[૬]

## ઈમાનના અહકામ :

ઈમાનના અહકામ સાત છે : (૧) જાનથી, (૨) માલથી, (૩) તકલીફથી, (૪) બદગુમાનીથી, (૫) ધોકાથી, (૬) હંમેશા દોઝખી બનવાથી અમન દેવી, (૭) જન્નતે લઈ જવું.

[૭]

## ઈમાનના વાજિબ :

ઈમાનના બાર વાજિબો છે : (૧) બિદઅતથી બચવું, (૨) નેક લોકોની સુહબતમાં રહેવું, (૩) ખરાબ લોકોથી દૂર રહેવું, (૪) સ્વજનોને દીનની તા'લીમ આપવી, (૫) રિશ્તેદારો સાથે મેળ–મિલાપ રાખવો, (૬) બે ઝઘડતા મુસલમાનોમાં સુલેહ કરાવવી, (૭) યતીમોથી મુહબ્બત કરવી, (૮) ગરીબો પર રહમ કરવી, (૯) તરસ્યાંને પાણી પિવડાવવું, (૧૦) રસ્તેથી કાંટા, પથ્થર, ગંદકી દૂર કરવી, (૧૧) બીમારનાં ખબર–અંતર પૂછવા, (૧૨) મય્યિતને નવડાવવું.

[૮]

## ઈસ્લામના ફર્ઝ :

અલ્લાહ તઆલા અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પેરવીને ઈસ્લામ કહે છે.

ઈસ્લામના પાંચ ફર્ઝ છે : (૧) કલિમ-એ-શહાદત, (૨) નમાઝ, (૩) રોઝા, (૪) ઝકાત, (૫) હજ્જ.

[૯]

## ઈસ્લામના વાજિબ :

ઈસ્લામના છ વાજિબ છે : (૧) વિત્ર, (૨) ફિત્ર, (૩) કુર્બાની, (૪) મા–બાપની પેરવી, (૫) અવરતે શવહરની તાબેદારી કરવી, (૬) મહરમનું ભરણપોષણ.

[૧૦]

## ઈસ્લામની સુન્નતો :

ઈસ્લામની નવ સુન્નતો છે :(૧) ખત્ના કરાવવી, (૨) માથાના વાળ કઢાવવા, (૩) નાકના વાળ, (૪) મૂંછના વાળ, (૫) બગલના વાળ અને (૬) દૂંટી નીચેના વાળ કાઢવા, (૭) નખ કાપવા, (૮) દાઢી રાખવી, (૯) ઉમરહ કરવું. ('ઝરૂરતુલ મુસ્લિમીન')

● ● ●

## કલિમ–એ–તય્યિબહ

[પહેલો કલિમહ પાકીનો]

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ؕ

લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ.

(અર્થ : અલ્લાહ તઆલાના સિવાય કોઈ પણ ઈબાદત કરવાને લાયક નથી અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહના રસૂલ છે.)

● ● ●

## ઈમાને મુજમલ

اٰمَنْتُ بِاللّٰهِ كَمَا هُوَ بِاَسْمَآئِهٖ وَصِفَاتِهٖ

وَقَبِلْتُ جَمِيْعَ اَحْكَامِهٖ ؕ

આમન્તુ બિલ્લાહિ  કમા હુવ બિઅસ્માઈહી વ સિફાતિહી વ કબિલ્તુ જમીઅ અહ્કામિહી.

અર્થ : ઈમાન લાવ્યો હું અલ્લાહ પર, જેવો કે એ પોતાનાં નામો અને સિફતો–વિશેષણો સાથે છે અને મેં એના તમામ હુકમો કબૂલ કર્યા.

● ● ●

## ઈમાને મુફસ્સલ

اٰمَنْتُ بِاللّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَكُتُبِهٖ وَرُسُلِهٖ وَالْـيَوْمِ الْاٰخِرِ، وَالْقَدْرِ خَيْرِهٖ وَشَرِّهٖ مِنَ اللّٰهِ تَعَالٰى، وَالْبَعْثِ بَعْدَ الْمَوْتِ ط

આમન્તુ બિલ્લાહિ વ મલાઈ-કતિહી વ કુતુબિહી વ રુસુલિહી વલ્ યવ્મિલ્ આખિરિ વલ્ કદ્રિ ખયરિહી વ શર્રિહી મિનલ્લાહિ તઆલા વલ્બઅ્ષિ બઅ્દલ્ મવ્તિ.

● ● ●

سُبْحٰنَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ ۝١٨٠ وَسَلٰمٌ عَلَى الْمُرْسَلِيْنَ ۝١٨١ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۝١٨٢ (الصّٰفّٰت ٣٧: ١٨٠-١٨٢)

આપનો પરવરદિગાર જે મહાન ઈઝ્ઝતવાળો છે, તે એવી વાતોથી પવિત્ર છે, જેને તેઓ (કાફિરો) બયાન કરે છે અને સર્વે રસૂલો પર સલામ છે અને સઘળા વખાણ અલ્લાહ તઆલાને જ માટે છે, જે તમામ જગતોનો પાલનહાર છે.

(સૂરએ સાફ્ફાત, ૧૮૦ થી ૧૮૨)

(૨૩)

# નમ્ર વિનંતી

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**
**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ..........**

પવિત્ર અહાદીષમાં અમુક આ'માલ એવા જોવા મળ્યા, જે દેખાવમાં અત્યંત મુખ્તસર અને હલકા-ફુલકા જણાયા, પરંતુ એમના આચરણ (અમલ) પર સવાબ બહુ જ પુષ્કળ બયાન થયો છે, જે અલ્લાહ તઆલાની કરીમ ઝાતનો માત્ર ફઝલો-કરમ છે અને તેની અપાર બખશિશ છે, જે અમ ફકીરો માટે એની અસીમ રહમત છે. આ કિતાબમાં તે આ'માલને એકત્રિત અને સંગૃહીત કરાયા છે, જેથી તે મહાન સવાબ પ્રાપ્ત થઈ શકે; પરંતુ યાદ રહે કે દીન કેવળ એ આ'માલ પર જ અવલંબિત (મવકૂફ) નથી; બલકે દરેક મુસલમાનના શિરે ફર્ઝ છે કે તે તમામ પ્રકારના હક્કો અને ફરાઈઝને અદા કરે તથા તમામ પ્રકારના ગુનાહોથી બચવાની ભરપૂર કોશિશ પણ કરે.

કિતાબમાં વર્ણવાયેલા અમુક આ'માલને અમલમાં મૂકવા પર ગુનાહોની બખશિશનો વાયદો કરાયો છે. એના વિશે આ વાત ખાસ લક્ષમાં રહે કે એમાં માફીથી ગુનાહે સગીરહની માફી મુરાદ છે, કારણ કે ગુનાહે કબીરહ તવબા વગર માફ થતા નથી, જેથી કોઈને આ ગેરસમજ થવા ન પામે કે તે ગમે તે પ્રકારના ચાહે તેટલા ગુનાહ કરતો રહે, છતાં તવબા વગર એ આસાન આ'માલ દ્વારા માફી થતી રહેશે.

તદુપરાંત, કોઈ સજ્જન એવા ધોકામાં પણ ન રહે કે જ્યારે અમે મોટાં નેક કામોથી મહરૂમ છીએ, તો આવા આસાન અને મુખ્તસર આ'માલ કરવાથી શું ફાયદો થવાનો છે ? અથવા જ્યારે અમે મોટાં મોટાં નેક કામ કરી રહ્યા છીએ, તો પછી આવા (નાના નાના) આ'માલ કરવાની શી જરૂર છે ? આ બેઉ ખ્યાલ શયતાની ફરેબ છે, કારણ કે મારા મહબૂબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) - જેમના પર મારા મા–બાપ કુરબાન થાય- ઈરશાદ ફરમાવે છે :

"નેકીની કોઈ વાતને કદાપિ હકીર (ગૌણ) ન સમજો !"

કારણ કે શક્ય છે કે આ જ નેકી કબૂલ થઈ જાય અને એની જ બરકતથી આપણી બાકી રહેલી જિંદગી પણ દુરુસ્ત થઈ જાય... જેથી આ સમતોલ જઝબા કે વલણથી આ કિતાબનું વાંચન કરી અમલ કરો. ("આસાન નેકિયાં"નો સારાંશ)

●●●

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ
اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ

●●●

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ
سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ وَبِحَمْدِهٖ، اَسْتَغْفِرُ اللّٰهَ

●●●

جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّدًا مَّا هُوَ اَهْلُهٗ

●●●

(૨૪)

# સંપાદકની વિનંતી

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે, જે કોઈ મારા પર કોઈ કિતાબમાં દુરૂદ લખે, તો જ્યાં સુધી એ કિતાબમાં મારું નામ રહેશે ત્યાં સુધી એ લખનારને સવાબ મળતો રહેશે.

અને હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ તઆલા અન્હૂની રિવાયતમાં છે કે, લખનાર પર ફરિશ્તા દુરૂદ મોકલતા રહેશે. વળી, એક રિવાયતમાં એવો ઉલ્લેખ છે કે, લખનાર માટે ઈસ્તિગફાર કરતા રહે છે. (''ફઝાઈલે દુરૂદ શરીફ''માંથી)

તો દુરૂદ શરીફની ઈશાઅત એટલે કે એના પ્રચાર–પ્રસાર કે ફેલાવવામાં શક્ય એટલી કોશિશ કરવી જોઈએ. દુરૂદ શરીફ છપાવી પ્રગટ કરવાથી એની તબ્લીગ થશે–લોકો સુધી પહોંચશે અને જેટલા લોકો એને પઢશે, ઈન્શાઅલ્લાહ બારગાહે રહ્‌મતુલ્‌ લિલ્‌ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસ્હાબિહી વ સલ્લમમાં મકબૂલ થવાની સાથો સાથ આ કામ સદ્‌ક-એ-જારિયહ લેખાશે. વળી, છપાવી પ્રગટ કરનારને કલામ પઢનારાઓ જેટલો સવાબ મળતો રહેશે :

''તે લોકોની મિસાલ કે જેઓ પોતાના અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે, એક તે દાણા સમાન છે, જેમાંથી સાત કંઠીઓ ઊગે છે, જેની દરેક કંઠીમાં સો (૧૦૦) દાણા હોય છે અને અલ્લાહ જેના માટે ચાહે છે બમણા કે સો (૧૦૦) ગણા કરી દે છે અને અલ્લાહ સર્વ વ્યાપી અને સર્વજ્ઞ છે.'' ('સૂરએ બકરહ', આયત નં : ૨૬૧)

અંતમાં દુઆ છે :

અલ્લાહ રબ્બુલ ઈઝઝત આપણને સીરતે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં વાંચન, અભ્યાસ અને તેની ઉપર અમલ કરવાની તવફીક અતા ફરમાવે અને હૌઝે કવષર પર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની લિકાઅ્ (દીદાર અને મુલાકાત) જેવી અઝીમ નેઅમત આપણા માટે મુકદ્દર ફરમાવે, આમીન યા રબ્બલ આલમીન !

● ● ●

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

● ● ●

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

● ● ●

جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّدًا مَّا هُوَ اَهْلُهٗ ط

● ● ●

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ
وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاِ الْاَعْلٰى اِلٰى يَوْمِ الدِّيْنِ ط

● ● ●

(૨૫)

# જરૂરી નિવેદન તથા અપીલ

મારા દીની ભાઈઓ અને બહેનો! આ કિતાબ ''આખિરતનો ખઝાનો''(પ્રકાશન નં. ૫૯૫) તથા ''આખિરતનો તોહફો'' (પ્રકાશન નં. ૫૦૦) તથા ''તોહફ-એ-દુન્યા વ આખિરત, ભાગ-૧ (પ્રકાશન નં. ૨૭૮) તથા ''તોહફ-એ-દુન્યા વ આખિરત, ભાગ-૨ (પ્રકાશન નં. ૪૪૮) ગુજરાતીમાં પોતાના, પોતાની ફેમિલીના તથા પોતાના મર્હૂમોના સવાબ અર્થે છપાવવી હોય તો દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ–કંથારીઆનો સીધો કોન્ટેક્ટ કરવા ગુઝારિશ.

મારા ભાઈઓ અને બહેનો! આ ક્ષણભંગુર દુનિયા ત્યાગી દેવાય તે પહેલાં, માલ સંગ્રહનો હિસાબ–કિતાબ પુછાય તે પહેલાં, માલ ગેર (અવળે) રસ્તે ઊપડી જાય તે પહેલાં કંઈક માલ–મત્તા અલ્લાહ તઆલાના માર્ગે ખર્ચ કરો. અલ્લાહ તઆલા સાથે પણ વેપાર કરતાં જાઓ અને એ માટે સૌથી સુંદર, ઉત્તમ અને સારો માર્ગ ઈલ્મે દીન અને દીની કિતાબોના પ્રચારમાં નાણાં (પૈસા) ખર્ચ કરવા તે છે. એ જ ''સદક-એ- જારિયહ'' અને ''બાકી રહેનાર નેકીઓ'' છે, જે મરણ પછી પણ કામ લાગનાર છે. મૃત્યુ પછી પોતાનું નામ-એ-આ'માલ ચાલુ રહે તેનો આ ઘણો જ સારો અને બેહતરીન રસ્તો છે.

ઉમ્મતના માલદાર મુસલમાન મર્દો તથા અવરતોને ખાસ વિનંતી છે કે દીની સાહિત્ય (કિતાબો)ના પ્રચાર–પ્રસાર માટે ઉપયોગી પ્રકાશનો પ્રગટ કરવાના તથા છપાવવાના આ નેક કાર્યમાં દરેક પ્રકારે અમલી સાથ–સહકાર આપી સવાબે દારૈન હાસિલ કરો.

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ؕ

سُبۡحَانَ اللّٰهِ وَبِحَمۡدِهٖ، اَلۡحَمۡدُ لِلّٰهِ ؕ
لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ ؕ تَبٰرَكَ اللّٰهُ ؕ

سُبۡحَانَ اللّٰهِ وَبِحَمۡدِهٖ
اَلۡحَمۡدُ لِلّٰهِ رَبِّ الۡعٰلَمِيۡنَ ۙ

سُبۡحَانَ اللّٰهِ وَبِحَمۡدِهٖ
سُبۡحَانَ اللّٰهِ الۡعَظِيۡمِ ؕ
اَسۡتَغۡفِرُ اللّٰهَ ؕ

سُبۡحَانَ اللّٰهِ وَبِحَمۡدِهٖ
سُبۡحَانَ اللّٰهِ الۡعَظِيۡمِ ؕ
سُبۡحَانَ اللّٰهِ الۡعَظِيۡمِ وَبِحَمۡدِهٖ
اَسۡتَغۡفِرُ اللّٰهَ ؕ

سُبۡحَانَ اللّٰهِ وَبِحَمۡدِهٖ، سُبۡحَانَ اللّٰهِ الۡعَظِيۡمِ ؕ
اَسۡتَغۡفِرُ اللّٰهَ الۡعَظِيۡمَ وَاَتُوۡبُ اِلَيۡهِ ؕ

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی
اٰلِ مُحَمَّدٍ کَمَا صَلَّیْتَ عَلٰٓی
اِبْرَاھِیْمَ وَعَلٰٓی اٰلِ اِبْرَاھِیْمَ
اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ ط اَللّٰھُمَّ
بَارِکْ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِ
مُحَمَّدٍ کَمَا بَارَکْتَ عَلٰٓی اِبْرَاھِیْمَ
وَعَلٰٓی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ
حَمِیْدٌ مَّجِیْدٌ ط

## દુરૂદ મુન્જીના

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً تُنْجِيْنَا بِهَا مِنْ جَمِيْعِ الْاَهْوَالِ وَالْاٰفَاتِ ط وَتَقْضِىْ لَنَا بِهَا جَمِيْعَ الْحَاجَاتِ ط وَتُطَهِّرُنَا بِهَا مِنْ جَمِيْعِ السَّيِّئَاتِ ط وَتَرْفَعُنَا بِهَا عِنْدَكَ اَعْلَى الدَّرَجَاتِ ط وَتُبَلِّغُنَا بِهَا اَقْصَى الْغَايَاتِ ط مِنْ جَمِيْعِ الْخَيْرَاتِ فِى الْحَيٰوةِ وَبَعْدَ الْمَمَاتِ ط اِنَّكَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ط